वंदेमातरम्

# પરાક્રમી પૌરવ

યાને

# ભારતનું ગૌરવ.



ગાયનો.



રચનાર:
પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ.



પ્રસીદ્ધ કરનાર.
અભિનય કલોત્તેજક સમાજ.
અમદાવાદ.



મુલ્ય ૦-૪-૦

# પરાક્રમી પૌરવ યાને ભારતનું ગૌરવ.

## ત્રિઅંકી નાટક.



### પુરુષ પાત્રો.

પૌરવ—પંજાબમાં લવકોટ ( આધુનિક લાહોર ) નો રાજા.

આન્તિ—તક્ષશિલાનો રાજા.

અશ્વંકેશ—મશકવતીનો રાજા.

સિકંદર—ગ્રીસનો રાજા.

હીપેસ્ટીઅન—સિકંદરનો સલાહકાર.

અક્ષયરથી—સિકંદરનો સસરો.

સુંદરદાસ—મશકવતીનો નગરશેઠ.

શશિગુપ્ત—સુંદરદાસનો જમાઇ પણ સિકંદરના પક્ષમાં ભળી ગયેલો મશકવતીનો નગરવાસી.

શૂરસિંહ—અશ્વકેશના સેનાપતિના વેષમાં મહારાજા પૌરવ.

ચંદ્રશેખર—અશ્વકેશનો પુત્ર.

યોગી—અલેક્ઝાંડર ( સિકંદર ) ને હેરત પમાડનાર દૈવી સંપત્તિવાળો ભારતીય મહર્ષિ.

## સ્ત્રી પાત્રો.

ઇલાકુમારી—આન્તિની બહેન અને પૌરવની ભાવિપત્ની.

રશાના—અક્ષયરથીની દીકરી અને સિકંદરની પત્ની.

સરલા—શેઠ સુંદરદાસની તનયા અને શશિગુપ્તની પરિણીત વધૂ.

નિશા—શશિગુપ્તને ફસાવનાર ગ્રીસ દેશની સ્ત્રી.

કલાવતી—અશ્વકેશની પત્ની.

( દરબારીઓ, ગાનારીઓ, સૈનિકો, વગેરે વગેરે. )



# પરાક્રમી પૌરવ યાને ભારતનું ગૌરવ.

## ટુંક સાર.



## અંક પહેલો.

### મંગલાચરણ.



ઇશ્વરસ્તુતિ



સૂત્રધાર અને નટીનો સંવાદ અને મશકવત્તાના સેનાપતિ શરસિંહના આગમનનું સૂચન.

પ્રવેશ ૧ લો—સિકંદર ને નમી સલાહ કરવી ક્ષત્રિયો માટે અશક્ય છે એવા શરસિંહના ઉદ્‌ગારો. મશકવતીના રાજા અશ્વકેશે કરેલી સૈનીકોની કસોટી. સિકન્દર તરફથી દૂત તરીકે શશિગુપ્તનું આગમન. સિકંદરના પગે પડી સલામતી સાધવાની શશિગુપ્તે આપેલી સલાહ. અશ્વકેશ અને શૂરસિંહે તે સલાહનો કરેલો નિરાદર યુદ્ધમાં ભાગ લેવા માટે અશ્વકેશનાં ધર્મપત્ની કલાવતીની ઉત્કટ અભિલાષા. અશ્વકેશે કલાવતીને યુદ્ધમાં સામેલ થવા આપેલી અનુજ્ઞા

સિકન્દરના કપાલને કલાવતી બાણુ વડે ભેદી નાંખે છે. ક્રોધાતુર સિકન્દરનો ધસારો ભયંકર રણસંગ્રામ. અશ્વકેશનું પતન અને કલાવતીનો ગરસિંહે કરેલો બચાવ ( તાબ્લો ).

પ્રવેશ ૨ જો—હિપેસ્ટીઅન શશિગુપ્તની મશકવતીના ક્ષત્રપ તરીકે સિકન્દરે કરેલી નીમણૂકના હુકમ આપે છે. શશિગુપ્ત રાજી થાય છે. સિકન્દરની પત્ની રશનાની દાસી નિશાનું આગમન શશિગુપ્ત નિશાને પોતાની સાથે લગ્ન કરવા લલચાવે છે. શશિગુપ્તના સસરા શેઠ સુન્દરદાસનું આગમન. નિશાને પડેલો વ્હેમ શશિગુપ્ત સુન્દરદાસની પુત્રી સરલા સાથે થયેલુ લગ્ન ઇન્કાર કરે છે અને નિશાનો વ્હેમ દૂર કરવા સુન્દરદાસને મશકવતીની હદ બહાર કાઢી મુકે છે. થોડા વખત માટે શશિગુપ્ત ઉપર નિશા વિશ્વાસ મુકે છે અને તેના ઉપર પ્યાર બતાવે છે.

પ્રવેશ ૩ જો—સિકન્દર રીસાએલી રશનાને મનાવે છે હવે પછી જીતેલા મુલકના ક્ષત્રપ તરીકે રશનાના પિતા અક્ષય રથીને નીમવાનું વચન આપી રશનાના મનનું સમાધાન કરે છે. અદ્ધ-વગથી ભક્ષશિલાના રાજા આન્તિને તેડી લાવે છે. આન્તિ સિકન્દરનું સ્વામિત્વ સ્વીકારે છે અને તેને હાથે પોતાનો રાજ્યાભિષેક કરવા સિન્ધુ નદી ઓળંઘાવી પોતાની રાજધાનીમાં તેને તેડી જવાની વ્યવસ્થા કરે છે. બગીચામાં આપ ઘાત કરતી સરલાને પકડી નિશા પ્રવેશ કરે છે. સરલાને રશના સાન્ત્વન આપે છે. સરલા પોતાની દુઃખમય કહાણીનું નિવેદન કરે છે. શશિગુપ્ત ગભરાય છે. સિકન્દર સરલાનો સ્વીકાર કરવાની શશિગુપ્ત ને ફરજ પાડે છે.

પ્રવેશ ૪ થો—જંગલમાં શૂરસિંહ, કલાવતી અને ચંદ્રશેખર કલાવતીનો પોતાના પતિ પાછળ સતી થવાનો નિશ્ચય. ચંદ્રશેખરનો કરૂણ વિલાપ. શૂરસિંહે આપેલું આશ્વાસન. સતી થવાને બદલે પોતાના પતિના દુશ્મનનો પરાજય કરવાનો અડગ નિશ્ચય કલાવતી જાહેર કરે છે. મશકવતીની હદ બહાર કાઢી મૂકેલા નગરશેઠ સુન્દરદાસનો પ્રવેશ. સુન્દરદાસને આશ્વાસન. બધાલવકોટાધીશ પૌરવની સહાય માગવા નિશ્ચય કરે છે. શૂરસિંહ, ચંદ્રશેખર અને સુન્દરદાસ પૌરવની રાજધાની લવકોટ તરફ જાય છે અને કલાવતી તક્ષશિલામાં તેની ભાણી ઇલાકુમારીની મુલાકત કરવામાં તક્ષશિલાને રસ્તે થઇ લવકોટ તરફ પ્રયાણ કરે છે.

પ્રવેશ ૫ મો—સાહેલીઓ સાથે ઇલાકુમારીનો પ્રવેશ. પોતાનો ભાઇ આન્તિ સિકન્દરના પક્ષમા ભળી ગયો તેને લીધે ઇલાકુમારીનો ઉદ્વેગ. કલાવતી ઇલાકુમારીને મળવા આવે છે તક્ષશિલામાં જોયેલી નિરાશામય પરિસ્થિતિથી કલાવતીને ખેદ કલાવતી પૌરવ પાસે જનાર છે એવુ જાણી ઇલાકુમારી પૌરવને ઉત્સાહજનક પત્ર લખે છે. કલાવતીની વિદાયગીરી પછી આન્તિનો રાજ્યાભિષેક કરવા સિકન્દરનો પ્રવેશ. આન્તિનો રાજ્યાભિષેક. આન્તિને તિલક કરવા ઇલાકુમારીને આજ્ઞા. દેશદ્રોહી ભાઇને તિલક કરવાનો ઇલાકુમારીએ ભાઇ કરેલો ઇન્કાર. સિકન્દરનો ક્રોધ. ઇલાકુમારીને કેદ. (તાબ્લો)



# અંક બીજો.



પ્રવેશ ૧ લો—સુન્દરદાસ અને ચંદ્રશેખર ને મદદ આપવાનો પૌરવનો ઇરાદો શૂરસિંહ જાહેર કરે છે. કલાવતીનું આગમન દેશભક્ત વીરબાળા ઇલાકુમારીની આન્તિએ કરેલી દુર્દશાનું વર્ણન. ઇલાકુમારીનો પત્ર ફક્ત પૌરવને જ હાથો હાથ આપવાનો છે એવું કલાવતીનું વચન સાંભળી શૂરસિંહ પૌરવ તરીકે જાહેર થાય છે. ઇલાકુમારીનો પત્ર વાંચી પૌરવના આનન્દોદ્ગાર ઇલાકુમારીને કેદમાં પુરી છે એવું સાંભળી પૌરવને રોપ. કલાવતીને સૈન્યની વ્યવસ્થા સોંપી ઇલાકુમારીને છોડાવવા પૌરવ તક્ષશિલા તરફ પ્રયાણ કરે છે.

પ્રવેશ ૨ જો—શશિગુપ્તને સરલા નામની એક સ્ત્રી હયાત છે એવું જાણવાથી નિશા ગુસ્સે થઇ છે. શશિગુપ્ત ઘણા પ્રકારે નિશાને મનાવવા જાય છે પણ નિશા માનતી નથી. તેથી નિશાનું મન મનાવવા ખાતર અને નિશા સાથે લગ્ન કરવાની લાલસાથી શશિગુપ્ત સરલાનું ખુન કરવાનો નિશ્ચય કરે છે

પ્રવેશ ૩ જો—આન્તિએ અનુમતિ દર્શક પત્ર ઇલાકુમારી ઉપર લખી સિકન્દરના ઉપર મોકલેલો તે સિકન્દરની પત્નીના હાથમાં આવે છે. સિકન્દરની મતિ મલિન થઇ છે એવી ખાત્રી થતાં રશનાએ આપઘાતની કરેલી તૈયારી. સાધુના વેષે પૌરવ રશનાને અટકાવે છે અને હું ઇલાકુમારીને મુક્ત કરીશ અને તારી ચિન્તા દૂર કરીશ એવું પૌરવ રશનાને સાન્ત્વન આપે છે.

પ્રવેશ ૪ થો—ઇલાકુમારી આન્તિના કારાગૃહમાં બન્ધન ગ્રસ્ત છે. ગમે તેવાં સંકટ સહન કરવા ઇલાકુમારી તૈયાર છે અને બેડીઓથી જકડાએલી હાલતમાં પણ પૌરવની જ્વલંત દેશભક્તિનું ગાન કરે છે. ઇલાકુમારીને ભ્રષ્ટ કરવા આન્તિનો કાગળ લઈ સિકન્દર કેદખાનામાં આવે છે. ઇલાકુમારી આન્તિના કાગળના ચુરેચુરા કરી નાંખે છે સિકન્દરની લાલચ કે ધમકીથી ઇલાકુમારી ફસાતી નથી અને ભારતીય મહિલાનું ગૌરવ અને તેજસ્વીપણું પુરવાર કરે છે. છેવટે સિકન્દર ઇલાકુમારીને ભ્રષ્ટ કરવા પ્રેરાય છે, તેવામા કેદખાનું તોડી પૌરવ ઇલાકુમારીને છોડાવી જાય છે. ( તાબ્લો )

પ્રવેશ ૫ મો—પૌરવે ઇલાકુમારીને કેદખાનામાંથી મુક્ત કરી તેથી ગુસ્સે થયેલા સિકન્દરનું આગમન. વર્ષાઋતુ હોવા છતાં અને વિતસ્તામાં પૂર આવેલું હોવા છતાં પૌરવ ઉપર એકદમ હુમલો કરવાનો સિકન્દરે આપેલો હુકમ.

પ્રવેશ ૬ ઠો—શયનગૃહમા નિરાંતે સુઇ રહેલી સરલાનું ખુન કરવા શશિગુપ્ત આવે છે. ખૂન કરવાના આવેશમાં અંધ બનેલો શશિગુપ્ત સરલાના શયન સાથે અથડાવાથી સરલા જાગી ઉઠે છે. પોતાનો પ્રાણ બચાવવા સરલા ઘણા કાલાવાલા કરે છે. શશિગુપ્ત એકનો બે થતો નથી. પોતાના પતિને સુખી કરવાના ઉદ્દેશથી સરલા જોગણ બની જંગલ તરફ સિધાવે છે. સરલાને મારી નાંખી છે એવો ખોટો આડમ્બર શશિગુપ્ત કરે છે. સરલા દૂર થઇ છે એવું જણાતાં નિશા શશિગુપ્ત સાથે લગ્ન કરે છે અને લગ્નની સરતમાં તિજોરીની ચાવીઓ પોતાના કબજામાં લે છે.

પ્રવેશ ૭ મો—જંગલમાં ઇલાકુમારી અને પૌરવનો પ્રવેશ. ગભરાટમાં પડેલી ઇલાકુમારીને પૌરવે આપેલું સાન્ત્વન. પૌરવ પાસે

પ્રેમની ઇલાકુમારીએ માગેલી ભિક્ષા. પૌરવે કરેલો સ્વીકાર. અચાનક યોગીએ પ્રવેશ કરી દમ્પતીને આપેલો આશીર્વાદ, અને તેમને જલદી વિતરતા સુધી પહોંચાડવાની કરેલી ગોઠવણ. પૌરવ અને ઇલાકુમારીના ગયા બાદ સિકંદરનો પ્રવેશ યોગીના આત્મબળ આગળ સિકંદરની સઘળી શક્તિનો નાશ.

પ્રવેશ ૮—મો રશના સિકન્દરને આગળ નહી વધવા સમજાવે છે. સિકન્દર માનતો નથી અને વિતસ્તામાં પૂર હોવા છતા પૌરવ ઉપર હુમલો કરવાનો નિશ્ચય જાહેર કરે છે પતિપરાયણ રશના સિકન્દર સાથે પ્રયાણ કરવા ખુશી બતાવે છે.

પ્રવેશ ૯ મો—કલાવતી પૌરવના સૈનિકોને ઉત્તેજન આપે છે વિતસ્તા ઓળંગી પૌરવ અને ઇલાકુમારી પોતાના સૈનિકોના ભેગાં થાય છે. સિકન્દરનો ધસારો પૌરવે સિકન્દર સાથે દ્વન્દ્વ યુદ્ધની કરેલી માગણી કચવાતા મને સિકન્દરે કરેલો સ્વીકાર. પૌરવ અને સિકન્દરનું દ્વન્દ્વ યુદ્ધ. સિકન્દર ઘાયલ ( તાબ્લો )

---

# અંક ત્રીજો

---

પ્રવેશ ૧ લો—મશકવતી ઉપર લશ્કરી બળ વડે રાજ્ય કરતી નિશા કર ઉઘરાવવામાં પડતા પરિશ્રમનું વર્ણન. નિશા શશિગુપ્તની સાથે એક દાસ જેવુ વર્તન ચલાવે છે. શશિગુપ્ત મશકવતીના પ્રજાજન ઉપર થતા જુલમથી નારાજ થયેલો છે. "તું કરના નામે લુંટ ચલાવે છે" એવું શશિગુપ્ત કહે છે, આ શબ્દો સાંભળતાં નિશાનો

મિજાજ જાય છે. પોતાના જોડા સાફ કરવાનું શશિગુપ્તને ફરમાવે છે. શશિગુપ્ત નાપાડે છે. નિશા લશ્કર મારફત શશિગુપ્તને કેદ કરે છે અને અંધારી કોટડીમાં પુરવાનો હુકમ કરે છે.

પ્રવેશ ૨ જો—ઇલાકુમારી અને પૌરવનું આગમન. સિકન્દર ઘાયલ થયેલ છે તેની યોગ્ય સારવાર માટે બંદોબસ્ત કરવાની ઇલાકુમારી ને સૂચના. આન્તિને ન્યાય આપવાનું પૌરવ ઇલાકુમારીને સોંપે છે. આન્તિનો પશ્ચાત્તાપ ઇલાકુમારીએ આન્તિને આપેલી ક્ષમા. ભાઇની માનસિક મલિનતા દૂર થવાથી ઇલાકુમારીને આનન્દ ઇશ્વર સ્તુતિ.

પ્રવેશ ૩ જો—સુન્દરદાસ સૈનિકોને ઉત્તેજન આપે છે. ચન્દ્રશેખર મશકવતીના કેદખાના તરફ નિર્દેશ કરી તેમાં કર નહી ભરવા માટે પુરાયેલા દેશભક્તોના બચાવ કરવા ક્ષત્રિય સુભટોને પ્રેરણા કરે છે.

પ્રવેશ ૪ થો—કેદખાનામાં સંકટ સહન કરતા મશકવતીના દેશભક્તો. નિશા તેમને ઘણું સમજાવે છે. કેદીઓ પોતાનો ટેક છોડતા નથી. અંધારી કોટડીમાંથી શશિગુપ્તને બહાર કાઢે છે. ગભરાયેલો શશિગુપ્ત નિશાના જોડા સાફ કરવા મંડી જાય છે નિશા ખુશ થાય છે. શશિગુપ્તને પાછો પોતાનો વ્હાલો ખાવિંદ બનાવે "હું રાયને રંક અને રંકને રાય એક પળમાં બનાવું છું" એવું કેદીઓની સમક્ષ શશિગુપ્તનું ઉદાહરણ આપી નિશા ક્રિયાત્મક પ્રદર્શન બતાવે છે. પણ કેદીઓ નિશાની ધમકીથી બીતા નથી અને નિશાની લાલચમાં લપટાતા નથી. કેદીઓને બાંધી મારવાનો નિશા પોતાના લશ્કરને હુકમ કરે છે તેવામાં સુન્દરદાસ અને ચંદ્રશેખર પૌરવના લશ્કરની મદદથી કેદખાનું તોડી પ્રવેશ કરે છે. નિશા કેદ પકડાય છે અને ઝપાઝપીમાં લાગ સાધી શશિગુપ્ત નાસી જાય છે.

પ્રવેશ ૫ મો—જોગણ વેષે સરલા. થાકેલા શશિગુપ્તનો પ્રવેશ. અત્યંત પરિશ્રમ અને ભુખથી શશિગુપ્તને મુર્છા. સરલા વનમાં મિષ્ટ ફલ આપી શશિગુપ્તને આરામ આપે છે. શેઠ સુન્દરદાસનો પ્રવેશ. શશિગુપ્ત પકડાય છે. સસરાના હાથમાં જમાઇને કેદનું દશ્ય જોઇ સરલાને આશ્ચર્ય થાય છે.

પ્રવેશ ૬ ઠો—પૌરવ પાસે સુન્દરદાસ નિશા અને શશિગુપ્તને પકડી લાવે છે ખરો અપરાધી શશિગુપ્ત છે એવી ખાત્રી. નિશાને ભારતભૂમિની હદ બહાર મોકલવાની આજ્ઞા. શશિગુપ્તને સરલાના ખુન માટે ફાંસીની સજા. તેવામાંજ સરલાનો પ્રવેશ. પુત્રીના મેલાપથી શેઠને આનન્દ. શશિગુપ્તનો પ્રાણ બચાવવા માગણી. શશિગુપ્તને પૌરવ મુક્ત કરે છે. સતીસરલા જોગણ થઇ અને હવે તેની સંગતિ મને નહી મળે તેથી જીવવા કરતાં મરવું સારૂં ગણી શશિગુપ્ત જીભ કચરીમરવા પ્રયાસ કરે છે. સૈનિકો અટકાવે છે. પતિના સુખ માટે સન્યાસ સ્વીકારનાર સતી સરલા પતિનાજ સુખ માટે ભગવાં છોડી પવિત્ર ખાદીના વસ્ત્રમાં પતિની સેવા કરવા સારૂ રજુ થાય છે. પશ્ચાત્તાપથી પવિત્ર થયેલો શશિગુપ્ત પણ વિદેશી ઠાઠ છોડી પવિત્ર ખાદીનાં વસ્ત્ર સ્વીકારે છે. સુન્દરદાસને આનંદ થાય છે.

પ્રવેશ ૭ મો—પૌરવનો દરબાર આરામ પામેલા સિકન્દર શાહે પૌરવ અને ઇલાકુમારીનો માનેલો ઉપકાર. પૌરવે ક્ષાત્ર ધર્મ અને ધર્મ યુદ્ધનો રજુ કરેલો આર્ય સિદ્ધાન્ત. સિકન્દરે ઇલાકુમારી પાસે માગેલી ક્ષમા. ઉદાર દિલે ઇલાકુમારીએ સિકન્દરને આપેલી માફી. સિકન્દર ઇલાકુમારીને દીકરી સમાન ગણી સ્વહસ્તે આનિતની ઇચ્છાનુસાર ઇલાકુમારીનો કરકમલ પૌરવના હાથમાં સમર્પણ કરે છે, આનન્દ. ઇશ્વર સ્તુતિ. (તાબ્લો)



# અંક ૧ લો

---

## મંગલાચરણ.

---

### ગાયન ૧ લું.

સૂત્રધાર અને નટી—

જય વિશ્વપતિ વિભુ વિશ્વધાર.
અસીમ શક્તિશાલી ગોપાળ—જય૦
આત્માર્પણનાં અદ્‌ભુત કર્મો, ગોરક્ષા સારૂ કરનાર;
શૂરા ટેકીલા વીર સજ્જન, પ્યારા પ્રભુને અપરંપાર.
નમીએ દેવ દયાભંડાર—જય૦

### ગાયન ૨ જું.

સૂત્રધાર અને નટી—

જોડાઓ હેતા પ્રેમે પરસ્પર, અશ્વક નૃપતિને સિકંદર—જોડાઓ.
વેર વધે છે તેમની અંદર, રૂધિરધારા વહે નિરંતર,
નિર્દોષ પ્રાણી મરે સદંતર, સંધિ થાય તે અતીવ સુંદર—જોડાઓ.
ભાઈઓ સાથે બાથ તે, શાશ્વત કષ્ટની ખાણ;
નમે ગમે તે જગ આખાને, સાચું શાસ્ત્ર પ્રમાણ.
કરીએ વિનતિ ઉમેશ શંકર, વિસ્તારે શાન્તિ કરુણાકર—જોડાઓ.

## ગાયન ૩ જું.

અર્ધકેશ, શૂરસિંહ અને સૈનિકો—

સહુ મહાકાય રણધીર, ક્ષત્રિયો શૂરા.
અતિતીક્ષ્ણ શસ્ત્રથી કરો, શત્રુને પુરા.
જનની ધરણીનું પૂજ્ય નામ સંભારી,
આપત્તિ હેતુ નાંખો રિપુ સંહારી.
નિર્માલ્ય તુચ્છ વિનાશી જીવને જાણો,
ખુશીથી તેનો ઉપયોગ સમરમાં આણો,
લઈ સૈન્ય મોટું અવલિમ શાહ આવે છે.
ભારત માટે તે લોહબેડી લાવે છે.
ઉપાસક સ્વાધીનતાના ભીરૂ શું બનશે!
પરકીય ધુંસરી ભારતીય નહીં ખમશે.
છે ન્યાય ધર્મને નીતિ આપણાં સાથી,
સુભટનું જોર હજારગણું જેનાથી.
સજી હસ્ત તિગ્મ હથિયાર, ઉઠો બલશાલી,
આત્માર્પણથી સંતુષ્ટ થશે વનમાળી.
દુસ્મનદળમાં સુકઠોર કૃપાણ ઘુમાવો,
રિપુલોહી છાંટી અવની ફળદ્રુપ બનાવો.

## ગાયન ૪ થું.

કલાવતી અને સાહેલીઓ—

ઊમંગી સાહેલી મમસંગે,
ચાલો શસ્ત્ર ધરી રણજંગે—ઊમંગી.
દૈવ રૂઠયો દીસે અંધારૂં,

આફતવાદળ ઝઝુમે કાળું;
સંકટ ભીષણ નયને ભાળું.
સ્તબ્ધ ગાત્ર થયાં અંગ અંગે.—ચાલો.
ક્રૂર રિપુ સાથે પ્રિયતમ લડશે,
નારી કૃતઘ્ની શું કાયર બનશે !
ના, ના, કલા સમરે સંચરશે,
શૌર્ય દાખવવાના પ્રસંગે.—ચાલો.
હોંશે અસિ બરછી વાપરશું,
દુસ્મન દળ દાવાનળ બનશું;
કૃતાન્ત રૂપે રણમાં ફરશું,
રંગી ભૂમિ રૂધિરના રંગે—ચાલો.

નિશા— ગાયન ૫ મું.

હું શ્રીક લલના નવયુવતિ, અભિધાન નિશા છે મારૂં,
વીંધી કટાક્ષ શરથી નરને, શ્રીરજ તેની વિદારું—અભિધાન.
સુંદર મોહક નિશાનુ જે, પુષ્પ રૂપ નિહાળે,
અનંગ જ્વરની અસહ્ય પીડા, હર ઘડી તેને બાળે.—અભિધાન.
ધનશાલી કો અન્ય માનવી, પાશ પડે જો મારે.
લુબ્ધ કરી ખાંતે ઉડાવું, રંગ રાગ સંસારે— અભિધાન.

નીશા— ગાયન ૬ ઠું.

મારા રસિયા પ્રિયતમ નાથ, તમને અંતરમાં પધરાવું.—મારા૦
તમે મશકવતી ભૂપાળ. પ્યાસી પ્રમદાસલિલાગાર;
પ્રણયે સિંચો નાજુક નાર, મહારાણી પદ શોભાવું—મારા.

શશિગુપ્ત—

સઘળી સુંદરીનો શ્રૃંગાર, મોહક રૂપ તણો ભંડાર;
નખરે મનડું તું હરનાર. સુણી મિષ્ટ વચન હરખાઉં—મારા.

ગાયન ૭ મું.

સિકન્દર— પ્રિયે રશના તું શાને રીસાએ,
આધી ઉદ્વેગ ઉરમાં ન માયે—પ્રિયે
રસના— ઠગ વિદ્યા બધી આ જણાયે.
નહીં રશના હવે છેતરાએ—પ્રિયે,
સિકન્દર— શાન્ત થાઓ પડું છું હું પાયે,
હઠીલી આજ શા સારૂ થાયે—પ્રિયે.

કલાવતી— ગાયન ૮ મું.

પડી ઘોર વિપત્તિ અનન્ત,
મુંઝાય નિર્મલ મન મારૂં—પડી
રવિ અસ્ત થતાં અતિશ્યામ રજનીનું પ્રસરે અંધારૂ,
પ્રિયપ્રાણ જતાં પરલોક દીસે છે વિશ્વ સકલ કાળું. મુંઝાયે.
કોણ સંભાળે હવે હલેતું બાલક મુજ પ્યારૂં,
જનકની અમીદૃષ્ટિ પાખી રહેશે ઓશિયાળું. મુંઝાયે.
શુદ્ધ અનુપમ સ્નેહ પતિનો નિર્મલ કયેમ્ વિસારૂં.
કરમાતી આ કાયલતાને હું કેવી રીતિથી ધારૂં. મુંઝાયે.

આકાશવાણી- ગાયન ૯ મું.

સાળી કલા શુર બનશો,
શસ્ત્ર સજીને સમરમાં ઘુમશો.
શત્રુ દર સંહરશો,
ત્યારે અંતે સ્વર્ગે મ્હને મળશો.

સુંદરદાસ— ગાયન ૧૦ મું.

અધર્મી જુઠ્ઠો છે સંસાર કૃતઘ્ની પ્રાણીના પોકાર;
સજ્જન સાચા સુરા દયાળ તે તો પામે કષ્ટ અપાર—અધર્મી.
મારા પ્રત્યે નરસું કરવું, દુનિયાનો એ ન્યાય:
દૂધ પાઈને પોષણ આપે, તેજ છેદવી ગાય;
દુષ્ટનો તાજો છે વેપાર, હિતૈષી વૃદ્ધ તણો અપકાર—અધર્મી
શિરીષકુસુમસમ કુમળી મારી, સરલા શીલભંડાળ:
વજ્રપાત શું તેના ઉપર, બીહણું જુલ્મ અપાર;
નકટ હૈયે ક્રોધની જ્વાળ, ચિંતા સળગે તનુ મોઝાર—અધર્મી.

ગાયન ૧૧ મું.

ઇલાકુમારી અને સાહેલીઓ—

સહુ સજની ટોળે મળી આજ (૨)
જય ભરતભૂમિનો ગજાવીએ
ધરી માનુ હૃદયમાં ધ્યાન (૨)
અજ્ઞાનતિમિર માનસ હઠાવીએ—જય.
ક્ષણભંગુર કાયાતણા, મોહે ભુલી ભાન,
વસુન્ધરા સેવા તજે તે નર છે નાદાન,
ધારી અન્તરમાં શુદ્ધ દેશ દાઝ (૨)
જીવન કૃતાર્થ બનાવીએ—જય.
અબલાપણું છોડી બધી ભારતવર્ષની નાર,
પ્રબલા બનશું હાથમાં સજી તિક્ષ્ણ હથિયાર,
આર્ય પ્રજા પર ચઢાઈ કરનાર (૨)
અભિમાનીને પાછો હઠાવીએ—જય.

અલકાકુમારી—　　　ગાયન ૧૨ મું.

કહું શું પુરૂરાજ દયાળા, વહે નયને ઉદકની ધારા;
વિતસ્તા સિન્ધુ વચ્ચે જે દેશ, તક્ષશિલાનો આન્તિ નરેશ.
સ્વસા તેની હું અભાગી નારી, નામ મારૂં છે અલિકાકુમારી.
હા હા કર્યો ભાઈએ અન્યાય, જેથી હૃદય કુમળું ચીરાય.
સિકન્દરના તેજમાં મોહી, દુષ્ટ ભ્રાત થયા ક્ષિતિદ્રોહી;
ત્યાગી ધરણીરક્ષા પુણ્યકારી, શાહની દાસવૃત્તિ સ્વીકારી.
વિદેશી દળ આગળ વધશે, દુસ્તર સિન્ધુ સુખેથી તરશે;
આર્યધરાનુરાગી છો તમે, લખતાં હિમ્મત ધરીએ અમે.
મહીભક્ત તમે શૌર્યશાલી, ફક્ત આશા છે માને તમારી;
સજ્જ રહેજો વિતસ્તાને તીર, ખાળજો રિપુને રણધીર.
સામે રોકાણ અરિને થાશે, લાજ ભૂમિની તો જળવાશે;
વધુ લખું શું અલ્પમતિ, થાય વિટમ્બણા મને અતિ.

---

# અંક બીજો.

---

સૈનિકો—　　　ગાયન ૧૩ મું.

ધન્ય છે ક્ષાત્રજીવનને ધન્ય,
ક્ષત્રિયપર પ્રભુ પ્રસન્ન—ધન્ય.
ક્ષાત્રધર્મ જે ભુલે પ્રજા તેનું થાયે છે નિધન,
માન પ્રતિષ્ઠાનું બાહુબલ પર છે અવલમ્બન;
નિર્વાણનું રણ સાધન—ધન્ય.

ભલે પધારે આર્યભૂમિમાં માની ઓક રાજન,
તીક્ષ્ણ શસ્ત્રથી કરશું તેનું વીગેચિત પૂજન:
અતિરોષ થશે ભીષણ—ધન્ય.

ભૈરવ— ગાયન ૧૪ મું.

જાઉં જલદી વિઘ્ન વિદારી મુક્ત કરું ઇક્ષ્વાકુમારી—જાઉં.
દૈવગતિ વિપરીત થઇ શું ફસાઇ સંકટમાં બાળા;
કેદ થઇ અપરાધ વિના, હા ગોંડે છે હૃદયે હાળા,
ભરતદેશનું ભૂષણ ભામા, દુષ્ટ દમે છે હત્યારા;
કૃતાન્ત નગરી જાવા માટે, ચલવે છે પાપી ચાળા,
જ્યાં સુધી હું જીવનધારી, નહીં થાશે રામા દુઃખીયારી—જાઉં.

ગાયન ૧૫ મું.

શશિગુપ્ત—આવો, આવો, રસીલી, બનાવો તમે,
ગાઢ આલિંગને દાસને પૂર્ણ કામ;
નિશા— જાઓ, જાઓ, તમે ના સતાઓ મને:
છેક જુઠા નમેરા છો નિમકહરામ—આવો.
શશિગુપ્ત—અવજ્ઞા ના ઘટે સલુણી આવડી,
પ્રેમદ્રોહ ગણાયે અતિદુષ્ટ કામ;
નિશા— જાણી લીધી સફાઇ તમારી બધી,
રગેરગે જુઠાણું દીસે છે તમામ—આવો.
શશિગુપ્ત—યાચું દોષ ક્ષમા પ્રિયે પાદ પડી.
રીસ છોડો મધુરી મીઠી સુખધામ.
નિશા— આચરણ તમારાં મલિન દીઠાં,
વ્યાચારીએ કરું શું હવે ગુમરાહ—આવો૦

## ગાયન ૧૬ મું.

તમે થાઓ હિતકર રસના મારા, પરમાર્થી સજ્જન સારા;
ડુબતાંને બચાવનારા, દુઃખિયાંનું દુઃખ હરનારા—તમે.
વિષમ વિપત્તિના પાશે, સપડાઇ સિકન્દરદારા;
મૃતપ્રાય બેભાન જીવાડો, વર્ષાવી અમૃતધારા—તમે.
પોરવ—ગભરાઓ ના રમણી શાણી, છે બલિષ્ઠ બાહુ મારા;
દૂર કરું હું જાતે જલંદી, તવ વિષાદહેતુ આગા—તમે.

## ગાયન ૧૭ મું.

માલાકુમારી—

પડી હું અન્ધગારે, સહું છું વેદના ભારે;
વિના જગદીશ કિરતાર, નથી મુજ અન્ય આધાર.
ધરાભક્તિ વિના મારી, નથી બીજી કસુર કાળી;
થયો ભાઈ સ્વાર્થ બેભાન, બની હું તેનું બલિદાન.
અમારી પ્રિય પૃથ્વીપર, પ્રસરતું કષ્ટનું વાદળ;
વિખેરી નાંખવા માટે, થવાનો જંગ શિર સાટે.
પવિત્ર ધર્મ સંગ્રામ ઉગાડે સ્વર્ગનું ધામ;
નહીં ત્હેમાં પરાધીન, શકું ઘુમી ભાગ્ય વિહીન.
ફક્ત છે આટલી ચિન્તા, સળગતી ચિત્તમાં ચિતા.
નમી યાચું છું દીનબંધુ, પરબ્રહ્મ દયાસિન્ધુ;
કરો મુક્તિ મારી જ્ત દેવા, બને પ્રેમે ક્ષિતિસેવા.

## ગાયન ૧૮ મું.

માલાકુમારી—

પુરૂવંશજ અસુરારિ, દેવ, અરજ સુણોને અમારી;
વિનવે અબલા પોકારી, દેવ, અરજ સુણોને અમારી.

ભારત વસુધા મધ્યે પ્રસરતી [ કન્દર વજવાગા;
ડોલાવનારા ફેરા તમે છો, અદ્ધ કટિ મહીપાળા—દેવ.
સ્વકીય પુત્રો દ્રોહી બન્યા, તે સમજો વિપરીત ભાવિ;
માની પ્રતિષ્ટા જાળવવાની, આપને હાથ છે ચાવી—દેવ.
ક્ષાત્રોત્સાહે ગભરાતી આ પડી છે પરવશ રામા:
મુક્ત કરો તો આપની સંગે, લડીશ દુશ્મન સ્હામા—દેવ.

### ગાયન ૧૯ મું.

ઇલાકુમારી—વીર શિરોમણી શાંતાંશુ સંતાન,
પૌરવ પધારો પળવારમાં રે;
ભારતરમણી કરે છે પોકાર,
દોડો પરાધીનની વ્હારમાં રે.—વીર.
બાળા હું દીન નબાપી, કારાગૃહ મધ્યે સ્થાપી;
સિકન્દર દુષ્ટ પાપી, રહ્યો છે કષ્ટ આપી;
ચરણપંકજ ચુમી યાચું દેવ,
બન્ધન કાપો સ્થામાગારમાં રે.—વીર.

### ગાયન ૨૦ મું.

સરલા— અરે ઓ પ્રાણ ભુલી બધું ભાન,
સતાવો શું ધર્મદારાને;
ભોળા ભરથાર, કરગરતી નાર,
દમો છો વ્હાલમા શાને—અરે.

હસ્તગ્રહી મેં માનીઆ, તમને સાચા દેવ;
હરઘડી આદર આપની, વિશુદ્ધ ચિત્ત સેવ.
તથાપિ શ્યામ, રૂઠો છો શું આમ;
ઘટે નહીં રોષ પ્યારાને—અરે.

### ગાયન ૨૧ મું.

સરલા— સુખ સારૂ પિયુજી તમ રા,
ધરી કફની મ્હેં કામણગારા રે—સુખ.
ભાગ્યહીન આ ભામા તમારા,
હૃદયમાં હતી ભાલો.
હવે માનિતી અંગે મ્હાલો,
બની નિર્ભય પ્રાણથી પ્યારા રે—સુખ.
વિષયવાસના ટાળી સમૂળી,
જંગલવાસ સ્વીકારૂં;
પતિદેવનું ધ્યાન જ ધારૂં,
તજી જગતની પ્રપંચ જ્વાળા રે—સુખ.

### ગાયન ૨૨ મું.

શશિગુપ્ત—

આજે થઇ હર્ષની હેલી, મળી વૃક્ષને અભીષ્ટ વેલી,
હતો પ્રેમ વિના જે ખારો થયો મધુર તે મુજ જન્મારો—આજે.

નિશા—ધન્ય ઘડી સોના સમી તુષ્ટ થયા પરમેશ;
યોગ્ય વધૂવર જોડીઆં નિશાને ગગનેશ.

રહી નહીં મુજ ભાગ્યમાં ખામી, શશિગુપ્ત થયા મમ સ્વામી;
બની કૃતાર્થ ઇપ્સિત સાધી, ટળી સપત્‍ની તણી ઉપાધિ—આજે.

( જાય છે. )

ઈલાકુમારી— ગાયન ૨૩ મું.

જે સકલ પૃથ્વીના વિજેતા સિકન્દર સામે થયા,
વસુધાતણી કરવા શુશ્રૂષા ખડક સમ ઊભા રહ્યા,
જે મુઠ્ઠીભર ધરણીહિતૈષી સૈનિકો ઊશ્કેરતા,
આક્રમણ ભારતમાતપર કરનારને હંફાવતા,
ને સુભટ શ્રેષ્ટ નૃપર્ષિના ગુણમુગ્ધ ભોળી ભામની,
ઇચ્છે તનુ નિજ અર્પવા સ્વીકારશો ગગનમણિ.

ગાયન ૨૪ મું.

ઈલાકુમારી— પામી હું દેશહિતૈષી પતિ,
તમે કામ

પૌરવ— અને તું રતિ—પામી.

ઈલાકુમારી—ધર્મ અત્યુત્તમ ક્ષત્રિયજનનો, પવિત્ર વસુધા પ્રતિ,
પ્રિયતમ સંગે સાર્થક કરવા, હોંશ મને છે અતિ—પામી.

પૌરવ—કઠણ વ્રત અને સમર દીક્ષા આર્યોની શ્રેષ્ઠ ગતિ,
સ્વાધીનતા રણ સમુદ્ર તરવા, ધન્ય મળી તું સતી—પામી.

બન્ને—જીવે મરે છે આ જગમાં બહુ પામર જન્તુ તતિ,
કર્તવ્ય યુદ્ધે હોમે કાયા ભાગ્યશાળી દમ્પતી—પામી.

ચોગી— ગાયન ૨૫ મું.

ધરાપ્રેમી મહાવીરો, નહીં આપે તને નમણું;
થશે ત્યાં ભીષ્મ ખુવારી. ભરાશે એક નહીં ડગલું.
વૃથા મમતે મરે તું મથી, થશે જુદાં શિરો ધડથી;
પડે ત્યાં શસ્ત્રના ઝટકા, કરે કાયા તણા કટકા.
નહીં રક્ષા કરે ત્હારી, કડણુ ત્યાં લોહનાં કવચો,
મરણુ માટે સમર કરશે, ડરે ના ક્ષાત્રશૂર સચ્ચો.

ઠુમરી ઝીંઝોટી—કેરવા
ગાયન ૨૬ મું.

તેને શાન્તિ મળે નહીં, ચેન પડે નહીં, જુઠ્ઠો સ્વભાવ છે જેનો.
મારે વળખાં અહર્નિશ, સુઝે ન એકદિશ, જન્મારો વ્યર્થ વહે તેનો
આખી દુનિયાં કચરવા, પાપી તત્પર થાય,
સહુનું ખૂરૂં તાકતો, અન્તે તે કચરાય;
ભાન ભુલી ભટકતો. ઘડી ન કરતો આરામ જુએ તે શાનો. તેને.
ગ્રીસ મીસર ને સીરીઆ, બૅબીલોન ઈરાન:
પાર વિનાના દેશ છે, તોપણુ ન વળે સાન.
જીતેલું ના ભોગવતો, તૃપ્તિ ન ધરતો, ક્લેશમય પરિવાર તેનો. તેને
ઘણું ઘણું થાકી કહી, ખુબ હઠીલા મુજ નાથ;
ચઢી મમતમાં ભીડતા, બળિયા સાથે સાથ.
પરાજયની નિશાની, શકે ન જાણી, જલદી વિનાશ થાય તેનો. તેને.
આ ભૂમિમાં પ્રત્યક્ષ છે, ડગલે ડગલે શૂર;
પરાક્રમી ઋષિમુનિઓ, જેનાં નિર્મલ ઉર.
પુણ્યવતી ભારતની, અજેય ધરણી, સમજી નમે તે શાણો. તેને.

રસના— ગાયન ૨૭ મું.

આ સંસારે ગુણી પ્રિયાનો, સાથ પ્રિયતમ નથ છે જી;
સંકટ ત્રિવિધિ ટાળનારો, પતિ તણો સંગાથ છે જી. આ.
નથી નદીના પૂરે બીતી, નથી હૃદયમાં લેશ વિષાદ;
જીવવું મરવુ વ્હાલા સંગે, એ છે મમ અંતરનો નાદ.
ભલે સરિતા ઘુરકે જંગી, ઘુઘવતો જલનો નિનાદ;
તોપણ હોડીમાં સંગાથે ધરૂં બેસવાની તાકાદ.
ઉજ્જ્વલ વિજય સમરાંગણમાં, સાહસી જનને હાથ છે જી આ.

સિકન્દર—નિશ્ચય સુણી તારો પ્રમદા આનન્દે ભરાયે મન,
તારા જેવી અનુકૂલ નારી, મળી હોય તે નરને ધન્ય;
ઓચિન્તો હુમલો કેરી ક્ષણમાં, હણશું પૌરવ કેરૂં સૈન્ય;
ત્રાસ બતાવી ભીષણ કારી, કરશું કબજે ભારતજન,
પુરો થશે વિજય ધરણીનો, સતીનણો જો સાથ છે જી. આ

# અંક ત્રીજો.

---

## ગાયન ૨૮ મું.

નિશા-- વાહ શી નિશાની બલીહારી,
બની હું સ્વતન્ત્ર સત્તાધારી—વાહ.

શશિગુપ્ત મમ બની ગયા છે, સેવક આજ્ઞાકારી
હુકમ માથે ઝીલે પીએ, પાઉં તેટલુ જ વારિ—વાહ.
ત્રિજોરીની ચાવી પાસે, પગાર ચુકવનારી;
લસ્કર મુજ કબજામાં તેથી સઘળી શકિત મારી—વાહ.
કર નાંખું ઉઘરાવુ ઠઠું, જેવી મરજી મારી;
જોર પ્રજાનુ શા લેખામાં ભલે રહે પોકારી—વાહ.

## ગાયન ૨૯ મું.

કલાકુમારી—

અલૌકિક ગુણ તણા છો ધામ,
વસો મમ હૃદયે સુન્દર શ્યામ,
પૂજું પતિચરણપદ્મ નિષ્કામ;
રહ્યા છે જેમાં દેવ તમામ—અલૌકિક.

ગ્રીષ્મરવિસમ કાન્તિ દેખી, હારે દુશ્મન હામ;
પણ સુધારસ પ્યાસી પ્રિયાને શીતાંશુ તુલ્ય આરામ—અલૌકિક.

પૌરવ—સહચરી બની ભીષ્મ સમરમાં કર્યા ઉજ્જવલ કામ;
તેજ પ્રિયા ગૃહદેવી મધુરી મળી ન એકું દામ—અલૌકિક.

ઇલાકુમારી— ગાયન ૩૦ મું.

જય વ્રજવાસી, અવિનાશી, મુરનાશી;
પદ્મા પ્રેમરસ પ્યાસી—જય.
અચલ દૃઢ ભક્તિના બલથી,
શુદ્ધ થયું ના મન જે મલથી;
કદી તેમાં વાસ તમારો નથી.
તેજે રહ્યા સહુ શઠ નારી—જય.
તમે દુર્જનનો દર્પ હરો છો,
સંતોના સુખ સારૂ વિચરો છો;
અન્તે ધર્મનો વિજય કરો છો,
ગોપાલ પ્રભુ સુખરાશિ—જય.

ગાયન ૩૧ મું.

જુઓ પેલી શ્યામ દિવાલો કારાગૃહની દેખાયે,
અસંખ્ય ભક્તો વસુન્ધરાના પ્રતિદિન તેમાં પુરાએ
સહતા ભારી સંકટ હર્ષે સબુરીને ધીરજવાળા,
મ્હેલ અને બન્ધન સ્થળ વચ્ચે, ભેદ જરા નહીં ગણનારા,
તેવા તેજસ્વી પુરુષો જ્યાં પુરાયા છે તે સ્થળનો,
કરો ચુરો વિના વિલમ્બે, સાધુજનો સહુ મુક્ત બનો.
ધર્મકાર્યમાં સાચા સુભટો, કટિ કસી તત્પર થાતા,
જરા ન ડરતા મૃત્યુ ભયથી, લાલચમાં નહી લપટાતા,
દુશ્મન દળને છેદે જલદી, ચકચકતા અસિના ઘાએ,
અરિમસ્ત્ર વિદારી કાળો, ભારત યશ રવિ સોહાએ—જુઓ.

કેદીઓ— ગાયન ૩૨ મું.

માન્યું અમે સુખદાઈ, કારાગૃહ, માન્યું અમે સુખદાઇ.
મઝા સ્વર્ગીય તેમાં જણાઇ, કારાગૃહ માન્યું અમે સુખદાઇ
દેશબન્ધુપર જુલમ વર્તેને દણ્ડાય નિર્દોષ ભાઇ.
નેત્રા સભામાં માની પુરુષને શાન્તિ મળે કેદ માંહી—કારાગૃહ.
જલ સીંચતાંને આગે પીસતાં કાયાની શક્તિ બઢાઇ,
લોઢાની બેડી તણા ખખડાટે રામની ધુન લગાઈ—કારાગૃહ.
આનન્દે સંકટ સહનાર ભક્તોની ભીડ મચાઇ,
બન્ધન સ્થળ દેવમન્દિર ભાસે આત્મીય શુદ્ધિ સધાય—કારાગૃહ.
ક્રૂર નિશાની કાળી કૃતિના બોજ નીચે કચરાય,
રીબાતી ભૂજનની જલદી મુક્ત કરો ગોપશાય—કારાગૃહ.

સઘળા કેદીઓ— ગાયન ૩૩ મું.

નિશા વધુના બોલ તારી ધમકીની પરવા નથી,
નિર્ભય બન્યા અમ ઉરમાં નિશાનભીતિનું તથી.
મરણમાં જીવન ગણ્યું: નહીં બીક મૃત્યુની જરા,
જપીએ નિરન્તર મન્ત્ર દિવ્ય, સ્વતન્ત્ર થાઓ આ ધરા.
અપયશ ભરેલા જીવન કરતા મરણ વ્હાલું અતિ ઘણું,
સન્માન સાથે દેહ ત્યાગી શ્રેય કરશું ભૂતણું.
ચલાવ તું તરવાર બેડીબદ્ધ કેદીના ગળે,
સ્વીકારશું ખૂબ પ્રેમથી હસતા મુખે વિના ડરે.
પણ પાપનો પરિપાક રાખો, હાથમાં જગદીશ્વરે,
નિર્દોષનું લોહી મૂળથી વિધ્વંસ જુલમીનો કરે *

## ગાયન ૩૪ મું.

કરો શૌપ ભટો સ્નેહથી, ભૂમિ જયનો, ભૂમિ જયનો,
પોકારો નાદ ઉચ્ચ સ્વરથી, ધરોદયનો, ધરોદયનો—કરો.
પ્રથમ ઊજળું દેખતો, પાતકી બહુ મલકાય;
પસ્તાતો અન્તે યદા, પાપપુંજ ઊભરાય.
દટાનો કર્મપરિપાકથી, રિપુ સન્તનો, રિપુ સન્તનો—કરો.
ધર્મપરાયણ માનવી, ચન્દન સમ મસરાય,
સુવાસ કદી ના છોડનો, અન્તે વિજયી થાય.
પ્રસારો સ્વચ્છ હેતુ કરથી, ગુણી સજ્જનો, ગુણી સજ્જનો—કરો.

( જાય છે. )

## ગાયન ૩૫ મું.

સરલા—

બની હું જોગણ વનવાસી
શિવપદપંકજ અભિલાષી—બની.
સ્વયં બળે પણ દિવેટ રહે છે અન્યને પ્રકાશી,
દગ્ધવાસના મારી બનજો પ્રિયતમ સુખરાશિ,
આજો પ્રસન્ન અવિનાશી—બની.

વનનાં ફલફૂલ ભોજન માટે, નિર્ઝર જલપ્યાસી;
શિલાશયન સુંવાળું લાગે તજી સઘ ઉદાસી;
કેવળ વિભુપર વિશ્વાસી...બની.

ગાયન ૩૬ મું.

ગાનારીઓ—

પરાક્રમી પૌરવ છો ગૌરવ, ભારતના ઇન્દુસન્તાન;
ક્ષાત્ર શિરોમણિ જ્યોત્સ્ના ઉજ્જવલ, ધવલ વિમલ કીર્તિમાન;
જેના વિક્રમથી શોભે છે, માનવતી ભારત વસુધા,
જેના શૌર્યે માત પીએ છે, સ્વાધીનતાની મિષ્ટ સુધા.
આર્યપ્રજાપર જે આપત્તિ, પડી હતી દુઃખ કરનારી;
બલિષ્ટ બાહુબલથી ક્ષણમાં, દિવ્ય નૃપતિએ વિદારી;
સત્ય ન્યાય નીતિ રીતિને, ઉદારતામાં સુર સમાન;
ધર્મરાજ્ય સ્થાપી ઓજસ્વી પ્રકાશતા ભૂમિ અંશુમાન,
શુભ્ર યશ વ્યાપો અવનીમાં, પ્રજા પામજો સુખ હંમેશ;
સસ્યવાર્ધની વૃષ્ટિ થાઓ, લીલાલ્હેર કરો પરમેશ.

## ગાયન ૩૭ મું.

પ્રજા રાજા સંપે અતિશય સુખી પૃથ્વી બનજો.
સમત્વાનુરાગી ગરીબ નૃપનો સ્નેહ વધારજો.
ખરા યત્ને રાજી સભ્ય મઘવા વૃષ્ટિ કરજો,
ધરાદેવી નિત્યે નિખિલ જનને ધાન્ય ભરજો.

( તાબ્લો )

**સમગ્ર નાટક સમ્પૂર્ણ.**

તૃતીય અંક સમાપ્ત.



